# મહાત્મા ગાંધીજીની જેલ જાત્રા.



સંગ્રહ કરી છપાવનાર:-શાહ નાહનચંદ છગનલાલ,
તાસવાળા બીલ્ડીંગ સ્ટેશન સામે-સુરત.

કીંમત રૂા. ૦-૧-૦

# મહાત્મા ગાંધીજીની જેલ જાત્રા.



## દોહરો.

આએ દુવારીકામે સબી કૃષ્ણ ઓર બલરામ
બેદ બીધીસે કહે અમર કીઆ બેહાકા કામ



## દારૂ તાડીનો ફટકો.



રાગ-ખુને જીગરકો પીતે હું બસ ગમમે તોરે યાર.

દારૂ તાડીની દીવાનીમાં, ડુબી હિન્દુસ્થાન
છોડો હવે તો હદ વળી, ઓ હિંદુ મુસલમાન
શું સ્વાદ હશે એ મીઠા, કંઈ લાજ વિનાના દીઠા
શોધે દારૂના પીઠારે, ઓ હિંદુ મુસલમાન. ૧
કંઈ લથડીયાઓ ખાતા, કોઇ નગ્ન વળી દેખાતા
છતાં નથી શરમાતારે, ઓ હિંદુ મુસલમાન. ૨
કંઇ ન્યાતવરો જો આવે, તાડીનાં ઘડીયાં લાવે
પછી પંગતમાં પીરસાવેરે, ઓ હિંદુ મુસલમાન ૩
કોળી દુબળાને ઘાંચી, ખતરી ગોલા ને માછી
પીતા તે ઢીચીરે, ઓ હિંદુ મુસલમાન ૪
ઉગ્ર રવીના કીર્ણે, સખ્ત મજુરી કરતા
પીઠામાં પઈસા ભરતારે, ઓ હિંદુ મુસલમાન ૫

ગુલામી ક્યારે છુટે દારૂ પીવાનો મુકે
ત્યારે ગુલામી તુટેરે ઓ હિંદુ મુસલમાન. ૬
જે પાપ જેમા ગણતા, તેમા મદદ શું કરતાં
દેશના દ્રોહી થાતારે, ઓ હિંદુ મુસલમાન ૭
દારૂ તણા દીવાના રહેશો કુદ્રત વિનાનો
વળી સ્થિર નહિ ઠરવાનારે, ઓ હિંદુ મુસલમાન ૮
પીતા થયા નરનારી ખોલ્યું ખાતું આબકારી
કમાણી ચાલી ભારીરે ઓ હિંદુ મુસલમાન ૯
કોઇ ભાંડ મૂખથી બોલે ગાડાની માફક ડોલે
ઇજ્જતના પડદા ખોલેરે ઓ હિંદુ મુસલમાન ૧૦
મા બ્હેન વહુ ને દીકરી, આંખે કદી નવ જોતા
મનમાં આવે તે બકતારે ઓ હિંદુ મુસલમાન ૧૧
દીન રજનિમી અથડાતાં કંઇ તિમીરમા કુટાતા
ગટરમા ગોથા ખાતારે ઓ હિંદુ મુસલમાન ૧૨
બ બ બ બ કરીને બકતા નિશામા લવારી કરતા
રખડેલ સમ રવડતા ઓ હિંદુ મુસલમાન ૧૩
કો પીવા પીઠામા જાયે કો ખાનગી મંગાવે
એ દેશને ડુબાવેરે ઓ હિંદુ મુસલમાન ૧૪
ઓ ભ્રાત ભગિની મારા વ્યસન એ નઠારા
માનુ કે નિશાથી રહો ન્યારારે ઓ હિન્દુ મુસલમાન ૧૫

———•———

## ગાયન.

અબળા લાચાર બિચારીરે,
સ્વામીની દાસી અબળા લાચાર બિચારી.
પ્યારી પ્રાણ આપે તોયે નાથ ન રીઝે કાંઇ,
ભોળી મીઠાં વેણે રીઝન.રીરે-સ્વામીની દાસી.
માંદી મરો છો દર્દથી, સંભાળ નારીની નહિ;
દાઝી બળે દીલ દુઃખથી; દેનાર દિલાસો નહિ;
દિનરાત સેવા નાથની, કરીએ હસી શ્રમને સહિ
પળ એકની ગલતી થયે, જીવન તણી સેવા ગઇ.
સ્વામીની દાસી.

## ગરબો.

આવો આવો અસહકારી બેનડી, માત ભારતીને
આગણે સાહેલડી
ઉગે ભારતી પ્રભાત પ્રીય બેનડી, ઉષા સોહે
સ્વરાજ્યની સાહેલડી
દુઃખ દેખી નીજ માતનાં દ્રવે હૃદય પાષાણ
જુલ્મ અનિતિ ટાળવા બન્યા ગાંધી સરદાર
હીંદુ ઇસ્લામ શંત સાથીઆરે
શોકત મહમદ યુધ્ધ ગોઠીઆરે
રણ આંગણે ઉભા અમે બેનડી તજી તરવાર તીરને સાહેલડી
સજ્યાં શસ્ત્ર અમે શાંતીનાં બેનડી આત્મ બળને યોગે
ઓ સાહેલડી

ચક્ર સુદર્શન જયાં ફરે જયાં કૃષ્ણ ગાંધી સરદાર
સત્તા બળ યાં શું કરે રહ તોપ ગોળા તલવાર
સુતરને તાંતણે સ્વરાજય બેન આવશે
સહુ ખાદી પહેરો દીન દશા દૂર જાયશે
જતાં જેલે જે દેશભક્ત બેનડી અર્પો વિજય સૂત્ર માળ
ઓ સાહેલડી.
તેનાં પંથે પળોને સહુ બેનડી કંતો રેંટીઓ હા રેંટીઓ
સ્વરાજય કેમ મળશે ઓ સાહેલડી

## સ્વરાજને માટે જેલ.

(રાગ આશક ખરખુચા જેવા.)

લઇશું લઇશું લઇશું, સ્વરાજ અમે તો લઇશું;
સ્વરાજને તો માટે, ભલે જેલમાં તો જઇશું—લઇશું૦
એ હક્ક હમારો લેવા, દુઃખો સિતમ સહીશું;
સ્વતંત્ર દેશ કરવા, જરા નહીં ડરીશું—લઇશું૦
હિન્દ માતાને માટે, હિન્દુ ને મુસલમિન;
ભારત તણા સૌ પુત્રો, મરવાને તૈયાર થઇશું—લઇશું૦
ભલે સ્થાવર ને જંગમ, મીલ્કત ફનાએ કરજો;
પરવા નથી એ તેની, અડગ અમે તો રહીશું—લઇશું૦

આ તોપોને તલવાર, ચડાવો શૂળીને તો ખાર,
ફાંસી ભલે દો આજે, દેશ માટે અમે લડીશું—લઇશું૦
ગુલામો હોય જે જે, મસકા ખરે તે કરશે.
અમે હિન્દતણા છો નોકર, શેઠ નોકરથી શું ડરશે—લઇશું૦
ભાડુતી પીટો આજે, ઘર ધણી થયા છો આપ:
મજા હવે નહી રહેશે, એથી વધુ શું કહીશું—લઇશું૦
ગુલામીમાં શું રાખી, નિરમાલ્ય બતાવી દીધા;
અસહકારના મંત્રોથી, હમે બતાવી દઇશું લઇશું,
ગાંધી બાપુની પાછળ, પુનિત પગલે ચાલો;
ચાહોમ કરીને પરજો, કે મતુ આધ મરીશું—લઇશું.

---

(લાગી લગન મને એ રાહ.)

માગ્યે સ્વરાજય નહિ મળશે હો. જનુની જાયા માગ્યે
સ્વરાજ નહિ મળશે—ટેક.
નહિ જાગો તો જરૂર જુલ્મ કરશે હો જનુની જાયા
માગ્યે સ્વરાજય નહિ.
મોટી મીંઢાગો ભરીશું કીધું, કાર્ય કર્યો વીણ કદી
ફળ દીઠું
કર્મ કરે તો સહુ મળશે. હો જનુની જાયા

## શેર.

૧ ઝુંપડીમાં જાનેર કુરબાન ભૂખે થાય છે.
રે લૂંટડી સમનાર નર ભીખ માગતા લાચકાય છે
મહેનત કરે ખેતણી પણ એહના પોષાન છે
રે રે દશાએ દેશની જોઈ હૃદય સળગી જાય છે

જો જો લુટારા લૂંટ કરશે, હો જનુની
કૃષ્ણ ગાંધીની શીખ ઉર ધરજે
ચક્ર રેંટીઓ સુદર્શન ફરશે

તો આશ અંતરની ફળશે......હો જનુની જાયા.
પંજાબના ઈન્સાફમાં રે હાય કત્લો શું કરી
પેટે ચલાવી ચોટ ચાબુક મારતા જુલ્મી અરી

એ બંધુ ખાતર પ્રાણ પાથરજે
ચરખો ચલાવી ખાદી ઉર ગરજે

તો જડમૂલ જુલ્મ સહુ ટળશે......હો.......
બહુ બહુ કહ્યું બહુ સાંભળ્યું બસ હૃદયા આ સળગી રહ્યું
અન્યાયને જુલ્મો સણી આંખો જીગર રડતું થયું



૭

# મહાત્મા ગાંધીજીનો ભેખ.

(લાગી લગન મને તારી........એ રાગ)

તે મને માયા લગાડી રે આશ્રમના જોગી ...તે મને
સાબરમતીને તીરે આશ્રમ બાંધ્યો બાવા
ખાદી સરવેને પહેરાવીરે......આશ્રમના જોગી
ધોળી ટોપીની જમાત બહુ શોભે બાવા
સ્વરાજ બંસી બજાવીરે...આશ્રમના જોગી
હિંદ આખામાં હાક વગાડી બાવા
પ્રજાને ઉંઘતી જગાડીરે....આશ્રમના જોગી
પ્રજાના સુખ માટે ભેખ ધર્યો છે બાવા
લંગોટી અંગે તે સોહાવી....આશ્રમના જોગી
બ્રીટીશ સૈન્યને સ્હેજે હઠાવે બાવા
રેંટીયો ચક્ર ચઢાવિરે....આશ્રમના જોગી
ગરીબને ધન્યવાન બનાવા બાવા
સાધન રેંટીઓ સીખાવોરે....આશ્રમના જોગી
મંત્ર ખાદીનો બંસીમાં વાગે બાવા
રૈયતને ઘેલી બનાવીરે...આશ્રમના જોગી.

હીંદ આખો તુજ નામ જપે છે બાવા
ભારે ભભુતી ભભરાવીરે.......આશ્રમના જોગી
ખાદી નગર સુદ્ધ ખાદીનું બાંધ્યું બાંવા
કોંગ્રેસ ત્યાંતો ભરાવીરે......આશ્રમના જોગી
સંવત ઓગણી ઈઠોંતેર સારી બાવાં
માગશર વદી દ્વાદશીરે.......આશ્રમના જોગી
દેશો દેશની રૈયત આવી બાવા
આનંદ અંગ ના સમાઈરે.......આશ્રમના જોગી
દીન આઠ અંગ ઉમંગ ન માયે બાવા
પૃથ્વી આનંદે છવાઈરે......આશ્રમના જોગી
હીંદુ ભાઈઓને વીનંતી કરૂં છું વાલા
ખાદી પહેરજો સુખ માનીરે......આશ્રમના જોગી
હીંદ માતા પરાધીન પડી છે ભાઈઓ
મુક્ત કરો રેંટીઓ ફીરાવીરે......આશ્રમના જોગી
હીંદુ મુસલમીન એકજ થાવો ભાઈઓ
સ્વરાજ લેવામાં જાશો ફાવીરે......આશ્રમના જોગી
બેઉ કરજોડી અરજ કરૂં છું ગાંધી
પ્રભુ આશ પુરે તમારીરે......આશ્રમના જોગી

# વિદેશી કાપડની હોળી.

બાળી નાંખોરે ભાઈ બાળી નાંખોરે,
તમે વિદેશી કપડાં બાળી નાંખો.
જેને હાડ માંસની એર ચડે,
તેને હિંદુ મુસલમાન કેમ અડે.
હવે દેસનું ગોરવ કઈ રાખો,
તમો વિદેશી કપડાં બાળી નાખો.
હજારો ગાયો કપાયે છે, તેનું ગોસ વિદેશી ખાયે છે
અભીમાન હવે કંઈ દશ ધરો,
તમો વિદેશી કપડા બાળી નાખો.
કરોડો રૂપીઆ જાએ છે, વિદેશી મોજે મારે છે
બની દેશી પરાધીનતાં તોડો,
તમે વિદેશી કપડાં બાળી નાખો
દેશ તમારો દુઃખી છે, આર્ય મહિલાઓ ભુખી છે.
હવે સ્વતંત્રાને કંઈ સીખો,
તમે વિદેસી કપડા બાળી નાંખો
વિદેશી કાપડ બાળેજે, પાપ તેનું ધોવાએ છે
તેથી સ્વરાજ્ય નજીક આવે છે;
તમે વિદેસી કપડાં બાળી નાખો.

## હર હર સ્વદેશ.

રે સિંહ તણા સંતાન ગરજતા ગયા છોડીશું હીંદ
ડોલાવતા ડગમગ ડુંગર તે જુવે લુંટાતું હીંદ
કયાં દુર્ગાદાસ શૂરવાર એ
કયાં ગયા શીવાજી શૂરરે
જેણે અરીનાં અરે કાળજાં લેહયાં છે છીંદ ભીન્ન
કયાં રમણ યુદ્ધના યોદ્ધા
કયાં રામ રાજ્ય અયોદયા
તે રામ રાજ્ય રસમય સૂત્રોનું બરો હૃદયમાં બીજ
કયાં હાય ગુલામી આવી
કયાં દેશ દશા દૂર ભાવી
તે જોઈ હૃદયમાં જરી દયાના આવે શું દૂરદિને
પાષાણ હૃદય પીગળતાં
જોઈ કલ પંજાબે કરતાં
જલીયનવાળાં જાન શીકારી હણે જુલ્મ આધીન
કયાં ખીલાફતની ખાતર
થયા બંધન મૌલા બીરાદર
રે સહી ગુલામી જીવે જગતમાં જાણો નમાલાદીન
રે કૃષ્ણ ગાંધીજી ગરવા
જે જુલ્મ અનીતિ હણવા
લે દીએ સુદર્શન ચક્ર રેંટીઓ બને પાપીઓ ક્ષીણ

દઈ તજી ગપાટા વાતો
સહુ ખાંતે રેંટીએ। કાંતો
બનો સાચા સ્વદેશી સુતર તાંતણે સ્વરાજ્ય છે આધીન
શું તોપ ગોળા ત્યાં કરશે
જ્યાં હરી સુદર્શન ફરશે
છે સાથ હરીની સાચ કામમાં બનો ભક્તિમાં લીન
મહા તાજ વગરના રાજા
મહાત્માજી જીવજો ઝાઝા
જે આજે ગુલામી દોર તોડવા જેલે વસે રણધીર
ડગમગ સત્તા ડગમગશે
જ્યાં આત્મબળ સંચરશે
.ભાગશે અરીને વરશે વિજયની માળ ગરજશે હીંદ.

---

ગાયન.

ધીરે। ધીરે। ચાલેરે ! મીઠો ગાજેરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરે।૦
એ રેંટીઆમાં દેશોદયના નીકળે તાર
એ તારે તારે ભાળું ભારતનો ઉધ્ધાર રે ! ધીરે।૦
સા.ખી) ત્રાક રૂડી પાંખા રૂડા ઉજવલ તેનાં નામ.
ઉજ્જવલ પૂણી ઓપતી ઉજવલ મારા હાથ.
દુઃખો સહુ હરતોરે ! અભયપણે ફરતોરે !
રૂડો મારો રેંટીઓ હોજી ! ધીરે।૦

---

# સુરતના સેલાણી.

કંઈ દાઝ ભારતની આણીરે સુરતના સેલાણી
તજો મોજશોખ મનમાનીરે સુરતના સેલાણી,—ટેક
સુરત નામ સોહાગી પણ કંઇ બદ સુરતનાં કામ
સુરત સલુણી પ્યારી રૂડી, પણ નાક નગુણ નકામ—
સેલાણી

વિદ્યા વિદીત ઘણા જન ગુણીવલ, પણ ભાષા ભૂત સમા
માદીકરી સુણતાં સહુ બોલે, જે સુણી શકે નહિ કાન—
સેલાણી

વિનય વિનાની ભાષા બોલે, મંદીરો તાડી મસ્તાન,
ભોગ ભોગવવા ખાનપાનમાં રોગતણા નિધાન—
સેલાણી

વિર્ય હીણ વસે વધું પુરુષો કાગીની કામે તમામ
સ્વાર્થી વિષયણી ચાટો સાફના નિર્લજ નફટ નકામ—
સેલાણી

ખર્ચમાં કરે ખરાબી ટાઠ ગાડી વીણ દામ
છુપકે ભારે બજારે મ્હાંલે અંદર પોલ તમામ—
સેલાણી

સદગુણીને ગુણહીણ બનતા બને કાગીની નીષ્કામ
કલંક લાગે વગર વાંકનું, કેમ સંહી શકે ઘનશામ—
સેલાણી

અલબેલી બની ચાલી નીકળી મોટા મંદીરનું નામ
દર્શન મન પ્રિયજનનાં કરવા ધરે ભક્તિ બદનામ—
સેલાણી

ફેશનમાં પુર ફસી હુશીને ચાલે ચોક બજાર
છળે છટકેલો છેલ ફેલથી ફના કરે ઘરબાર—
સેલાણી

વૃથા વાણીમાં હિંમત રાખે બાગમાં બેરી સમાન
કચ્છ વાળી ફરે કંઇક કામીની યોદ્ધા સમ અભિમાન—
સેલાણી

ટળે તાપ સહુ તાડી પીતાં દરરોજ તાડી મેમાન
સારા દિવસની સહુ કમાણી પીઠે જમા નુકશાન—
સેલાણી

કારીગરી કરે બહુ કારીગર જરી રેશમ—ાં જાણ
રોજ કમાયે પીઠે જાએ આખર તાણુમતાણુ—સેલાણી

હજાર રૂપીએ ઘોડાગાડી દશ હજાર જો દામ
મોટર વસાવે મુખ મલકાવી એક પચીસની હામ—
સેલાણી

વિષય ભયંકર વિષધર વ્હાલે ગુણીકા કરતી ગાન
દામ દઇને ડાહ્યો દીવાનો ગાન મહીં ગુલતાન—સેલાણી

---

## ગઝલ.

---

ઝુકાવી શીરને સાટે લડયા એ એ તાજને માટે
છતાં નો દાદ કંઇ દેતે-કહો ત્યાં દોશ કોનો છે—
લડયા વીદેશીઓ સાથે બ્રીટનના વાવટા કાજે
છતાં લાયક નથી ભાખે-કહો ત્યાં દોશ કોનો છે—
થઇને રાંક કરગરતાં અમે માગ્યું અમારૂં તો,
છતાં દઇશું કહી દમતા કહે ત્યાં દોશ કોનો છે—
ખિલાફત ધર્મ ખાતર જે મુસલમીનને હૃદય ભીતર,
લગાવ્યું હાયરે ખંજર-કહો ત્યાં દોશ કોનો છે—
લખીત એ લેખ રાણીના ન બંધન હોય ધર્મમાં,
છતાં છે છેક અવગણના-કહો ત્યાં દોશ કોનો છે—
અમે ચેતી અમારૂં શું હવે શોધી અમે લઇશું,
છતાં તમને ગમે તે ના-કહો ત્યાં દોશ કોનો છે—
અમે હસ્તે વણી ખાદી પહેરી સ્વેતને સાદી
તુટે વેપાર વિદેશી કહો ત્યાં દોશ કોનો છે—
કરે શિક્ષણ નમાલા લાજે અમે તેને તજી દઇએ,
છતાં તમને રૂચે ના તે કહો ત્યાં દોશ કોનો છે—
વિદેશી માલને છોડો વિદેશી બંધનો તોડો,
પહેલથી જણાવ્યું તો-કહો ત્યાં દોશ કોનો છે—

છતાં રે શૌકતઅલ્લી સહ બીજા નેતા કર્યા બંધન,
કરવા સ્વરાજ્યનું ખંડન-કહો ત્યાં દોશ કોનો છે—
દબાવી દાખલા દેવા અમોને ભીરૂ ગણી લેવા,
ચલાવો આ અદાલત પણ-કહો ત્યાં દોશ કોનો છે—
હવે અપમાનથી મરવું ગુલામીથી જવું જો'લે,
અમે પ્યારૂં ગણ્યું છે તો-કહો ત્યાં દોશ કોનો છે—
અરે પંજાબના ન્યાયે કતલ કંઈ જાનની કીધી
છતાં હીંદ રહે સાંખી કહો ત્યાં દોશ કોનો છે—
અમે ખાદી પહેરી તો તમે તે ફાડી તોડો છો
દબાવો દેશનો હુન્નર-કહો ત્યાં દોશ કોનો છે—
તમારા સ્વાર્થની ખાતર કરો આ હીંદને ઘાયલ
ભલે હીંદી ભૂખે મરતા-કહો ત્યાં દોશ કોનો છે—

---

## કવ્વાલી.

અરે કીસ્મત અરે કીસ્મત કહી દે દોષ તું મારો
કર્યો છે હાય દુઃખીયારો ભુલ્યાને રાહ બતલાવો ૧
હતી કીર્તી ઘણી સારી અત્યારે શું સ્થીતી મારી
નિહાળો જગ્ત મોરારી ભુલ્યાને રાહ બતલાવો ૨

હતા સુખ વૈભવો કેવાં ખરેખર ઇંદ્રના જેવાં
દીધું તેં સર્વ એ ટાળી ભુલ્યાને રાહ બતલાવો ૩
હતી મોટર ઘણી સારી હૃદયને લાગતી પ્યારી
પડ્યું છે દુઃખ બહુ ભારી ભુલ્યાને રાહ બતલાવો ૪
સુકોમળ તો વદન મારૂં સુકાતું કષ્ટને લીધે
વીધીનો ખેલ છે ન્યારો ભુલ્યાને રાહ બતલાવો ૫
અરે મુજ મુખથી શબ્દો નીકળતાં બહાર તે પહેલાં
ઉઠાવી સેવકો લેતા ભુલ્યાને રાહ બતલાવો ૬
જતો મમ મીત્રની પાસે મને બહુ માન ત્યાં મળતું
થતી ત્યાં સ્નેહની વાતો ભુલ્યાને રાહ બતલાવો ૭
હવે તો મીત્ર સહુ મારા મને તો કાળ સમ ભાસે
રહી નહિ પાઇ પણ પાસે ભુલ્યાને રાહ બતલાવો ૮
ઘણી ભારી હતી મારી મનોહર બીલ્ડીંગો સારી
થઇ તે હાય દુઃખીયારી ભુલ્યાને રાહ બતલાવો ૯
હતાં વસ્ત્રો ઘણાં સારાં જીવનને લાગતાં પ્યારાં
પડયાં છે તેહનાં ફાંફાં ભુલ્યાને રાહ બતલાવો ૧૦
સુકોમળ બાળકો મારાં દુખી છે અન્નના લીધે
નજરમાં તે ન જોવા તું ભુલ્યાને રાહ બતલાવો. ૧૧
સ્પેશીયલ ચાહ અને કોફી તણું બંધાણુ બહુ મારે
હવે તો તેહ વીણ ચાલે ભુલ્યાને રાહ બતલાવો ૧૨
અધુરો અંક આ જોઈ, કદી ના કોપશો ભાઈ
છપાયે અંક બીજામાં ભુલ્યાને રાહ બતલાવો. ૧૩

વાપરો ! વાપરો !

આગ ચોરી ને લુટારાથી બચવા માટે

# ફાયરપ્રુફ તીજોરીઓ

તીજોરી ખરીદતા પહેલા સ્ટેશન પર આવેલા જુના અને જાણીતા ફાયરપ્રુફ તીજોરી, તાળા, કળ તથા કેસ બોકસો બનાવનાર તથા વેચનાર—

— મીસ્ત્રી જે૦ ભગવાન એન્ડ કું૦ —

ના શોરૂમની મુલાકાત લેવા વીનંતી છે કારણકે અમારે ત્યાં કોઈ પણ જાતનો દગો નથી. થોડા વખતમાં બ્હોળી વીખ્યાતી અને કદરદાન ગ્રાહકોનો સંતોષ અને ચાલુ આશ્રય એજ અમારી મહેનત તથા ટુંકા નફા સાથે પુરતું છે. બીજા મેકરો કરતાં મજબુત અને કીંમતમાં ફાયદો થશે.

કારખાનું—દીલ્લીગેટ ચાર સંપ્રદાયનું મંદીર.

શોરૂમ—દાવજી બીલ્ડીંગ સ્ટેશન રોડ

સુરત.

આ જગા જાહેર ખબર માટે

આપવાની છે.

પુછપરછ આ પ્રેસમાં કરવી.